divyabhaskar.com



Source: http://www.divyabhaskar.co.in/article/KUT-BUJ-lakshminarayan-mahotsav-deshalpar-2075708.html Dt:23-May-2011







# લક્ષ્મીનારાયણ પ્રતિષ્ઠા ઉત્સવ ઐતિહાસિક બનશે

Source: Bhaskar News, Deshalpar | Last Updated 4:26 AM [IST](04/05/2011)





**દેશલપર(વાંઢાય)માં ઉજવાનારા ચાર દિ' મહોત્સવને આખરી ઓપ અપાઇ રહ્યો છે**

ભુજ તાલુકાના દેશલપર (વાંઢાય)માં અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ દ્વારા તા. ૧૧થી ૧૪ મે એમ ચાર દિવસ ઉજવાનારો ભગવાન લક્ષ્મીનારાયણ મૂર્તિ પ્રાણ પ્રતિષ્ઠા મહોત્સવ એક ઈતિહાસ બની જશે એવું મંગળવારે બોલાવાયેલી પત્રકાર પરિષદમાં આયોજકોએ જણાવ્યું હતું. આ અવસરે ચારે પીઠના શંકરાચાર્યો અને સામાજિક અગ્રણીઓ ઉપસ્થિત રહેશે.

પત્રકાર પરિષદ મહોત્સવની માહિતી આપતાં આયોજન સમિતિના ચેરમેન જેઠાભાઇ લાલજી ચોપડાએ જણાવ્યું કે, ૪૦ એકરમાં પથરાયેલા શમિયાણામાં ઉજવાનારા ઉત્સવ અંતર્ગત પ્રથમ દિવસે વિશાળ શોભાયાત્રા નીકળશે. દોઢ કિ.મી. લાંબી શોભાયાત્રામાં વિવિધ ગામોની ઝાંખી રજૂ કરવામાં આવશે. સમાજદર્શન સાથે મહોત્સવનો મંગલ પ્રવેશ સ્વામી સચ્ચિદાનંદજીના હસ્તે કરાયા બાદ સંત વાલરામજી હોલની તકતીનું અનાવરણ સંત કરશનદાસજી મહારાજ અને દાતાઓના હસ્તે કરાશે.

કચ્છ કડવા પાટીદાર યુવા સંઘ આયોજિત કૃષિમેળાનું આયોજન સ્વામી સચ્ચિદાનંદજીના હસ્તે થશે. શાસ્ત્રી સ્વામી વૃંદાવનવિહારીદાસજી પ્રવચન પ્રાણપ્રતિષ્ઠા અનુસંધાને કળશ સ્થાપના અને ધ્વજારોહણ વગેરેના ચડાવા યોજાશે. બીજા દિવસે સવારે સંત અને સમાજ સુધારકોના ઋણ સ્વીકાર અને તેમના પરિવારનું વિશેષ સન્માન તેમજ અ.ભા.ક.કડવા પાટીદાર સમાજના સ્મૃતગ્રિંથનું લોકાર્પણ સમાજના અગ્રણીઓના હસ્તે કરવામાં આવશે.

સત્સંગ સભામાં રાષ્ટ્રીય સંત રમેશભાઇ ઓઝાની ઉપસ્થિતમાં વિવિધ ગ્રૂપ દ્વારા સાંસ્કૃતિક કાર્યક્રમ અને દાતાઓનું સન્માન કરવામાં આવશે. ત્રીજા દિવસે શાંતિદાસજી મહારાજ તથા શ્રીરંગદાસજી સહિતના સંતોના મુખેથી આશીર્વચન, બપોરે લક્ષ્મીનારાયણ કેન્દ્રસ્થાનની સ્થાપના અને ચાર વેદ દર્શન, શંકરાચાર્ય, નશ્ચિલાનંદજી મહારાજ (જગન્નાથપુરી), ભારતીતીર્થ મહાસ્વામાવરૂ(શારદાપીઠ સુમેરી), સ્વામી સદાનંદ સરસ્વતીજી મહારાજ (શારદાપીઠ દ્વારકા) અને દંડી સ્વામી વગેરે ઉપસ્થિત સંતો રહેશે. એકાવન કુંડીય વિષ્ણુયજ્ઞમાં ૧૫૧ જોડલાઓ ભાગ લેશે.

મહોત્સવના વાઇસ ચેરમેન હંસરાજભાઇ ધોળુ અને રતિલાલભાઇ પટેલે જણાવ્યું કે, સ્થાનક પર નર્સરીથી પ્રાઇમરી સુધીની સ્કૂલ શરૂ કરવામાં આવશે. યુવાસંઘના મહામંત્રી પ્રવીણભાઇ ધોળુએ જણાવ્યું હતું કે, ૧૦મી મેએ તમામ જ્ઞાતિઓ માટે ડ્રીમદોડનું આયોજન વાંઢાયથી સંસ્કાર ધામ સુધી ૪ કિમીનું કરવામાં આવ્યુ છે. પત્રકાર પરિષદમાં જેઠાભાઇ ચોપડા, રતિલાલભાઇ પોકાર, ગંગારામભાઇ રામાણી, દેવજીભાઇ લીંબાણી, પ્રવીણભાઇ ધોળુ હાજર રહ્યા હતા.

આ મહોત્સવમાં અન્ય જ્ઞાતિઓના અગ્રણીઓ જોડવામાં આવ્યા છે. કચ્છના કડવા પાટીદાર જ્ઞાતિના ૧૪૦થી લક્ષ્મીનારાયણ મંદિરોનાં ગામોમાંથી ગામની માટી, પાણી અને વૃક્ષ લઇ આ જગ્યાએ રોપવામાં આવશે. આવનારા દિવસોમાં બાળકો માટે આંતરરાષ્ટ્રીય કક્ષા જેવું સ્ટેડિયમ ઉભું કરવાનું આયોજન છે.

**ચારે દિવસ હેલિકોપ્ટરથી પુષ્પવૃષ્ટિ કરાશે**



ખાસ કોલકાતાથી બોલાવાયેલા લાઇટ ડેકોરેટર્સની કલાથી સુશોભિત થનારા મંદિર પર મહોત્સવના ચારેય દિવસ હેલીકોપ્ટરથી પુષ્પવૃષ્ટિ કરાશે. આ ઉપરાંત જુદા જુદા ત્રણ ડોમ ઉભા કરાશે જેમાં ધાર્મિક અને સામાજિક સભાઓ યોજાશે.

**Previous Story**
વાડાસરમાં સ્ત્રી પ્રકરણમાં ધારિયું મારી યુવાનની હત્યા

**Next Story**
આડેસર પાસે માલગાડી નીચે પ્રેમી યુગલનો આપઘાત